ૐ

# શ્રી ઉમરેઠ બાહ્ય ખેડાવાળ-બ્રાહ્મણ-જ્ઞાતિ સમસ્તે કરેલા નિયમો.

---

જ્ઞાતિ-આજ્ઞાનુસાર

છપાવી પ્રસિદ્ધ કરનાર

ભટ્ટ પ્રાણશંકર નરોત્તમ વકીલ.

---

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

---

જ્ઞાનમન્દિર પ્રિન્ટીંગ પ્રેસમાં શંકરરાવ અમૃતરાયે છાપ્યું.

સાંકડીશેરી રોડ—અમદાવાદ.

ॐ

## तत् सत् परमात्मने नमः

## श्री गणेशाय नमः

## श्री शारदायै नमः

શ્રીમત્ વિક્રમાર્ક સંવત ૧૯૭૩ ના આશ્વીન કૃષ્ણપક્ષે ૧૩ ધન ત્રયોદસ્યાં સોમવાસરે તા. ૧૨-૧૧-૧૭ ના દિને, શ્રી ઉમરેઠ બાજી ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિના સુમારે દોઢસો શુભેચ્છક ગૃહસ્થો, જ્ઞાતિના સર્વે પ્રકારના વહીવટ, રીતસર અને પ્રતિનિધિત્વ ધોરણે ચલાવવા બાબત શાશા ઉપાય કરવા, તેનો વિચાર કરવા માટે નાતના નોતરીઆઓ મારફતે મોકલેલા લેખી આમંત્રણથી, શ્રી સંતરામ મહારાજના ભવ્ય અને ધાર્મિક મંદિરમાં મળ્યા હતા, અને તેમણે વાદવિવાદ કરીને નીચે મુજબનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો.

જ્ઞાતિનો વ્યવહાર, કામકાજ, અને મીલકતોનો તથા તેમની ઉપજ ખર્ચનો વહીવટ, આધુનિક રીત રીવાજ મુજબ રીતસર અને શાન્ત અને સભ્ય રીતે ચલાવવાની ઘણી જરૂર છે. તેમજ સમયાનુસાર જ્ઞાતિનો અનેક પ્રકારે ઉત્કર્ષ થાય તેવી રીતે જ્ઞાતિના રીત રીવાજોમાં સુધારો વધારો કે ઘટાડો કરીને જ્ઞાતિનો સાંસારિક, ધાર્મિક આર્થીક અને વ્યવહારીક વહીવટ સર્વ પ્રકારે વ્યવસ્થા પૂર્વક ચલાવવાની આવશ્યકતા સમજાય છે. અને તે વહીવટ તથા સંસારીક, આર્થિક અને વ્યવહારીક રીતરીવાજો હાલમાં યોગ્ય અને સરળરીતે ચાલી શકતા નથી, એ હકીકત સ્પષ્ટ રીતે સર્વ માન્ય થઇ ચુકી છે. તેથી નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવે છે:—

ઉમરેઠની આપણી બાજુ ખેડાવાળ જ્ઞાતિમાં પ્રતિનિધિત્વ ધોરણ ઉપર જ્ઞાતિ બંધારણ બંધાય અને તે બંધારણને અનુસરીને જ્ઞાતિનો સર્વ પ્રકારનો વહીવટ થાય, તે આ સભાને સર્વથા માન્ય છે. તેથી એ વહીવટ સંબંધી યોજનાનો અને નિયમોનો કાચો ખરડો આજ-રોજ તૈયાર કરવો અને તે સુધારા વધારા અને સંમતિ માટે જ્ઞાતિ સમસ્ત આગળ આવતી કાલે બપોરપછી ત્રણ ચાર વાગે રજુ કરવો.

સદરહુ ઠરાવ જ્ઞાતિ શુભેચ્છકોએ સર્વાનુમતે પાસ કર્યાથી જ્ઞાતિનો વહીવટ કરવાની યોજનાનો ખરડો સર્વાનુમતે ઘડવામાં આવ્યો હતો. સંવત ૧૯૭૩ ના આસો વદ ૧૩ ને વાર સોમ.

**ભટ હરિપ્રસાદ રામચંદ્ર** — Vakil Pranshankar.
જ્ઞાતિશુભેચ્છક. — N. Bhatta.
જ્ઞાતિશુભેચ્છક.
13—11—17

---

સંવત ૧૯૭૩ના આસો વદ ૧૪ (કાલિચઉદશ) તા. ૧૩-૧૧-૧૭ ને વાર મંગલના રોજ આશરે સાંજના ચાર વાગ્યાના સુમારે, શ્રી સંતરામમહારાજના પવિત્ર ધામમાં, જ્ઞાતિના ત્રણે નોતરીઆની માર-ફતે જ્ઞાતિના વહીવટ બાબત પ્રતિનિધિત્વ ધોરણે બંધારણ બાંધવાનો જ્ઞાતિ શુભેચ્છકોએ ઘડેલા નિયમોનો ખરડો વાંચી યોગ્ય જણાય તેવા નિયમો પસાર કરવાનું લેખી કારણ જણાવીને મોકલેલા આમં-ત્રણથી મળેલી જ્ઞાતિ સમસ્ત રૂબરૂ સદરહુ ખરડો રજુ કરવામાં આ-વ્યો, અને તે ખરડામાંના જે જે નિયમો સમસ્ત જ્ઞાતિના સુમારે બસેં અઢીસેં ગૃહસ્થોએ રીતસર છણાછણ અને યોગ્ય સુધારા વધારા કરીને સર્વાનુમતે મંજુર કર્યા તે નિચે પ્રમાણેઃ—

**(૧) વહીવટકારી સભા**—જ્ઞાતિની વસ્તી, મોહોલ્લા (ચકલાં) અને કેળવણી વગેરે ઉપર લક્ષ રાખીને જ્ઞાતિ સમસ્તે નીમેલી ત્રેતાળીશ ગૃહસ્થોની, અને યોગ્ય કારણસર પોતાની સંખ્યામાં વધારો કરવાની સભાને મળેલી સત્તાને અનુસરીને સભાએ વધારેલા એકંદર સભાસદોની, શ્રી ઉમરેઠ બાજ્ઞ ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિ સમસ્તની વહીવટકારી સભા.

**(૨) સભાસદો**—આ સભાને માટે નિચે જણાવેલાં ધોરણે સભાસદોની પસંદગી કરવી.

(क) આપણી જ્ઞાતિ પરિષદોમાં અત્યાર સુધી નિમાયલા, અને હવે પછી નીમાય તે શ્રી ઉમરેઠના પ્રમુખો.—રા. રા. પંડયા. બાટશંકર રેવાદત, અને રા. રા. મેહેતા ડાહ્યાભાઇ વેણીરામ મેહેતા, એ રીતે બે સભાસદો ( એકસ ઑફીસીઓ ) ૨

(ख) જ્ઞાતિના ગ્રેજ્યુએટોએ, અને અન્ડર ગ્રેજ્યુએટો એટલે મેટ્રિક્યુલેશનમાં તથા તે ઉપરાંતની પરીક્ષાઓમાં પાસ થયેલા ગૃહસ્થોએ પસંદ કરી મોકલવાના પાંચ ગ્રેજ્યુએટ સભાસદો. ૫

(ग) સમસ્ત વેદ પુરૂષોએ પોતામાંથી પસંદ કરી આપવાના બે વેદ પુરૂષ સભાસદો. ૨

(घ) ચઉદ મેહેલાની એકંદર ચુટણીથી દરેક મેહેલ્લાના બબ્બે એ પ્રમાણે સભાસદો અઠાવીશ—મેહેલા સભાસદો. ૨૮

(ङ) મોટા પાસા સમસ્ત તરફથી નીમાયલા બે સભાસદો—મોટા પાસા સમસ્તના સભાસદ. ૨

(च) નાના પાસા સમસ્ત તરફથી નીમાયલા બે સભાસદો—નાના પાસા સમસ્તના સભાસદ. ૨

(छ) લાખા ટોબા પાસા સમસ્ત તરફથી નીમાયેલ એક સભાસદ ૧

(ज) પીડબંધ યાને ભાઇબંધ સમસ્ત તરફથી નીમાયેલ એક સભા-સદ. ૧

૪૩

એ રીતે ૪૩ અને તે ઉપરાંત સભાએ યોગ્ય કારણોસર વધારેલા સભાસદોની ઉપર જણાવેલા નામની વહીવટકારી સભા.

(૩) **કાર્યવાહક સભાસદો**—સદરહુ ૪૩ સભાસદોએ પોતામાંથી પ્રમુખ, સહપ્રમુખ; મંત્રી, સહમંત્રી, કોષાધિકારી અને સહકોષાધિકારી વગેરેનું એક કાર્યવાહક મંડલ નીમવું, અને જરૂરીઆત પ્રસંગો અને કામકાજ માટે જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે સ્પેશિઅલ સબકમીટીઓ નીમવી. અને પ્રમુખની ગેર હાજરીમાં સહ પ્રમુખે પ્રમુખની જગા લેવી.

(૪) **કોરમ**—ઇનસાફ અગર ઠરાવ કરવાનાં અને પુરાવો લેવાનાં કામોનું **કોરમ**, એકંદર સભાસદોની સંખ્યાનું $\frac{1}{2}$ (એક દ્વિતિઆંસ) રાખ્યું છે, પરંતુ પ્રમુખને કાર્યની અગત્યતા અને સમય ઉપર લક્ષ રાખતાં જરૂર જણાય તો $\frac{1}{3}$ નું એક તૃતિઆંશનું રાખવું. અને ઉપર જણાવેલાં કાર્યો શીવાયનાં સાધારણ અને અગત્યનાં કામો જેવાંકે મીલકતોની લેહેણાંની તથા તેની ઉપજોની દેખરેખ અને સંભાળ રાખવી, તેમની યાદીઓ કરવી, તથા તે બાબત પુછપરછ અને તપાસ કરવી, એ વગેરે જ્ઞાતિને લાભકારી જરૂરી અને સાધારણ કાર્યો કરવામાં **કોરમ**ની જરૂર નથી અને હરકોઇ કાર્ય તેની જરૂરીઆતી વગેરે ઉપર લક્ષ રાખી, તે એકદમ કરવાના હેતુથી જ્ઞાતિની મહા-

સભાને તેનો તાત્કાલિક મનસાફ કરવા માટે મોકલી આપવાને પ્રમુખને અધિકાર છે.

(૫) **સભાસ્થાન**—સાધારણ રીતે આ સભા જ્ઞાતિની ભટ રામકૃષ્ણ કાશીરામવાળી ઓડ ચૌટામાંની ધર્મશાળાના અનુકુલ ભાગમાં મેળવવી; પરંતુ હરકોઇ કારણ કે અડચણને લીધે બીજી કોઇ પણ સગવડવાળી જગોએ સભા મેળવવાને હરકત નથી.

(૬) **સભા મેળવવાના દિવસો**—આખા વર્ષમાં સાધારણ રીતે અને બનતા સુધી પાંચ વખત આ સભા મેળવવી એટલે કે—

( ૧ ) દીવાળીની રજાઓમાં.

( ૨ ) ક્રિસ્ટમસની રજાઓમાં.

( ૩ ) હોળીની રજાઓમાં.

( ૪ ) મે માસની રજાઓમાં અને ખાસ જરૂર હોય તો વર્ષના ગમે તે માસમાં રવીવારના કે હરકોઇ રજાના દીવસે આ સભા મેળવવી.

( ૫ ) પચુસણની રજાઓમાં.

(૭) **કોરમની ખામી**—કોરમ નહીં થયાના સબબથી ફક્ત બેજ વખત કામ બંધ રાખવું, પરંતુ ત્રીજી વખત સભા મળે તેમાં કોરમ ન થાય તોપણ સભાનું કામ હાજર થયેલા સભાસદોએ રીતસર ચલાવવું.

(૮) **કામ ચલાવવાની રીત**—હરકોઇ જ્ઞાતિ ગૃહસ્થે કોઇ પણ પ્રકારની ફરીઆદ કે અરજી કરવી હોય તો તે પ્રમુખના નામથી લખીતવાર કરવી. કંઇપણ હકીકત મુખજુબાનથી સાંભળવામાં કે તે ઉપર અમલ કરવામાં આવશે નહીં, પરંતુ સદરહુ અરજી કે ફરીઆદ

રૂબરૂમાં કે ટપાલમાં કે બીજી રીતે આપી શકાશે અને તેની રીતસર પહોંચ પણ મળી શકશે.

**(૯) સભા મેળવવાની રીત**—જ્ઞાતિસમસ્તના નોતરીઆઓએ તથા સર્વે થડવાળાઓએ આ સભાની આજ્ઞા મુજબ વર્તવું; અને સભા મેળવવાનાં કારણ, જગા અને વખત લખીતવાર બતાવીને આ સભાના હરકોઇ બે સભાસદોની સહીઓવાળા અગર પ્રમુખની સહીવાળા લેખી આમંત્રણની રૂએ નોતરીઆઓએ આ સભા તેમજ જ્ઞાતિસમસ્તની મહાસભા મેળવવી.

**(૧૦) સભાનું રેકર્ડ**—સભાએ રીતસર આવકજાવક રજીસ્ટર રાખવાં, અગર તે સર્વે કાગળોની આંકવાર ફાઇલો રાખવી. સભાના કામકાજનું પ્રોસિડીંગ રાખવું. અને સઘળાં કામ બનતા સુધી લખીતવાર કરવાં.

**(૧૧) સભાની મુદત અને સત્તા**—આ સભાએ બે વર્ષ સુધી જ્ઞાતિનો સર્વે પ્રકારનો વહીવટ અને કામકાજ કરવું અને ચાલતા રીતરીવાજોમાં અને પ્રણાલિકામાં યોગ્ય જણાય તેવા સુધારા વધારા કે ઘટાડા સર્વાનુમતે કે ત્રણચતુર્થાંશ મતે કરવા. અને જ્ઞાતિજનોને નિષ્પક્ષપાતે ઇનસાફ આપવા અને તેમાં દયાનો સદ્‌ગુણ પ્રાધાન્યપણે દર્શાવવા.

**(૧૨) નવી સભા**—ઉપરની બે વર્ષની મુદત પુરી થાય તે પહેલાં એક માસ આગમચ ઉપરનાં ધોરણે જ્ઞાતિસમસ્તે બીજી નવી વહીવટકારી સભા સ્થાપવી. અને નવી સભા રીતસર સ્થપાયા પછી જુની સભાનો ચાર્જ એટલે વહીવટ, હીસાબ, શીલીક અને દસ્તાવેજો વગેરે રેકર્ડ તપાસી લેઇને નવી સભા કામ શરૂ કરે ત્યાં સુધી જુની સભાએ સર્વે વહીવટ કરવાનું જારી રાખવું.

(૧૩) **ધાર્મિક સોગન**—આ સભા અને હવે પછી વખતેવખત નીમાય તે નવી સભાઓ પોતાની પ્રથમની બેઠક શરૂ કરે તે પહેલાં નીમાયલા સભાસદોએ ભાટપીપળીને ચોરે જ્ઞાતિસમસ્ત રૂબરૂ ધાર્મિક સોગન લેવા તે એવી રીતે કે ઘીનો દીવો અને શ્રીમદ્ ભગવતગીતાનું ધાર્મિક પુસ્તક પ્રત્યક્ષ રાખી નીચે મુજબની પ્રતિજ્ઞા લેવીઃ-

"હું મારા ઇષ્ટદેવને હાજર જાણી પ્રતિજ્ઞા લેઉં છું કે મારી જ્ઞાતિસમસ્તનું સર્વે પ્રકારનુ' સંસારિક, ધાર્મિક, નૈતિક, વ્યવહારિક, આર્થિક વગેરે કામકાજ અને વહીવટ જ્ઞાતિની સર્વથા ઉન્નતિ થાય તેવીજ રીતે કરીશ, અને જ્ઞાતિજનોને નિષ્પક્ષપાતે, શુદ્ધઅંતઃકરણથી અને પ્રમાણિકપણે ઇનસાફ આપીશ."

(૧૪) **રીવ્યુ**—(ફરી તપાસ) સભાના હરકોઇ ઠરાવ ઉપર ફરી તપાસની અરજી થઇ શકે છે. તે એવી રીતે કે સદરહુ ઠરાવ કે ઇનસાફની તારીખથી બે માસની અંદર જ્ઞાતિના પચાસ ગૃહસ્થોની સહીવાળી અરજી સભા ઉપર પ્રમુખના સરનામાથી આવેથી સભાએ તે અરજીની તારીખ પછીની બેઠકે તે અરજીનો નીકાલ કરવો.

(૧૫) **અપીલ**—ફરી તપાસમાં થયેલા ઠરાવ ઉપર અપીલ મહાસભાને થઇ શકે છે, તે એવી રીતે કે સદરહુ ઠરાવ કે ઇનસાફની તારીખથી ત્રણ માસની અંદર જ્ઞાતિના પંચોતેર ગૃહસ્થોની સહીઓ સાથેની અપીલ સભા ઉપર પ્રમુખને સરનામે આવેથી સભાએ કામના કાગળો મહાસભા રૂબરૂ અપીલની તારીખથી એક માસની અંદર રજુ કરવા. અને આ સભાસહીત મહાસભા વધુમતે જે ઠરાવ કરે તે આખેરી સમજવો; અને તે મુજબ વહીવટકારી સભાએ અમલ કરવો.

(૧૬) **તાત્કાલિક કરવાનાં કાર્ય**—આ સભાએ બીજાં કા-

મોની સાથે હાલ તુરત એકદમ હાથ ઉપર લેવાનાં નીચેનાં કામો ઠરાવ્યાં છે:—

જ્ઞાતિની સર્વે પ્રકારની મીલકતની યાદી, સંરક્ષણ અને વહીવટ:— સમસ્ત જ્ઞાતિની, દરેક પાસાની, વનિતાવિશ્રામ ધર્મશાળા અન્નક્ષેત્ર અને સદાવ્રતની તથા વેદશાળા, વિદ્યાપુરીની, દરેક મહેલ્લાની, દેવદેવ-સ્થાનની વગેરે જ્ઞાતિની સઘળી સંસ્થાઓની સ્થાવર જંગમ મીલકતની વાસણોની એ રીતે સર્વે પ્રકારની જ્ઞાતિની માલકીની અગર જ્ઞાતિ જે જે મીલકતોમાં પોતાનો હક અને સરસંબંધ ધરાવતી હોય તેવી સઘળી સ્થાવર જંગમ મીલકતોની યાદીઓ કરવી, અને તે મીલ-કતોનો યોગ્ય ઉપયોગ થાય છે કે નહિ, તથા તે કેવી સ્થીતિમાં છે, તેની ખાત્રી કરવી. અને જરૂર લાગે તો તેમાં યોગ્ય સુધારો વધારો તથા તે સઘળી મીલકતોની વ્યવસ્થા અને વહીવટ જ્ઞાતિને લાભકારક રીતે કરવો, અને જરૂર જણાએ હરકોઇ મીલકત સ્વાધિનમાં લેવી.

**(૧૭) જ્ઞાતિનું લેહેણું દેવું**—જ્ઞાતિના લેણા દેણાની યાદીઓ કરવી, અને જે જે સખસો પાસે લેહેણું હોય તેમની પાસેથી હીસાબ સમજી રીતસર **પ્રોમિસરી નોટો** સભાના કાર્ય વાહક સભાસદોના નામથી લખાવી લેવી.

**(૧૮) ઉપજની તથા લેણાની અને વ્યાજની વ્યવસ્થા**—જ્ઞાતિનું લેણું જેમ બને તેમ વેળાસર વસુલ કરવું. અને જે નાંણાં વસુલ થાય તે બીન જોખમની સ્થાવર મીલકત ઉપર કે જણુસો ઉપર ધીરવાં કે હરકોઇ સરકારી બેંકમાં કે સદ્ધર મીલોમાં કે સદ્ધર સરાફી દુકાનોમાં રીતસર પ્રોમીસરી નોટો તથા દસ્તાવેજો વગેરે કાર્યવાહક સભાસદોના નામથી લખાવી લેઇ ધીરવાં. અને સઘળાં નાણાંનું સંરક્ષણ કરવું તથા તેમાંથી જ્ઞાતિનાં સાર્વજનીક, અને લાભ

કારક કાર્યો જેવાં કે વેદશાળાનું મકાન, પુસ્તકશાળાનું મકાન તથા કળા કૌશલ્યનાં કાર્યો કરવાં, અને જ્ઞાતિમાં વિદ્યાની અને લક્ષ્મીની વૃદ્ધિ થાય તેવી રીતે નાંણાનો સદ્ ઉપયોગ કરવો.

**(૧૯) મીલકતો સ્વાધિન કરવાનું કાર્ય**—સમસ્ત જ્ઞાતિની, પાસાની મેહેલાની કે હરકોઇ સંસ્થાની સ્થાવર જંગમ મીલકત કે ઉપજ, લેણું કે વ્યાજ સ્વાધિન કે વસુલ લેવામાં જરૂર પડે તો તેમ થવામાં નાહક ગેર રીતે વિરૂદ્ધ પડનાર સખ્સોને નાતસબ નશીઅતો કરવી, અને વિશેષ જરૂર પડે તો સભાના પ્રમુખના હોદ્દાથી, કાયદેસર દીવાની ફોજદારી રાહે જે જે ઇલાજો લેવા જરૂર જણાય તે તે ઇલાજો પ્રમુખે શુદ્ધ બુદ્ધિથી જ્ઞાતિને ખરચે લેવા.

**(૨૦) ચાલતી શીલક**—સો રૂપીયા સુધીની શીલકને ચાલતી શીલક ઠરાવી છે, અને તે કોશાધિકારીને હસ્તક રહેશે; અને તે ઉપરાંતનાં નાંણાં સભાના કાર્ય વાહક સભાસદોના નામથી કલમ ૧૮ માં જણાવ્યા પ્રમાણે ધીરવાં.

**સભાસદોની ચુટણી**—વહીવટકારી સભા માટે સભાસદો નીમી આપવાનું જાહેર થયા પછી હરકોઇ સમુહ બે દિવસમાં સભાસદ ચુટી ન આપે તો, અગર વિના કારણે વિલંબ કરે તો, તે દિવસોની અંદર ચુંટી કઢાયલા સભાસદોએ તે તે સમુહોમાંથી જરીઆત સભાસદો પસંદ કરી લેવા.

**(૨૨) ખાલી પડેલી જગો પુરવાનું કાર્ય**—હરકોઇ સમુહનો સભાસદ દેવલોક પામવાથી, કે હરકોઇ સભાસદનું રાજીનામુ રીતસર મંજુર થવાથી, તે સમુહવાળાઓએ મરણની કે રાજીનામાની તારીખથી એક માસની અંદર નવો સભાસદ નીમી આપવો અને જો

એક માસની અંદર નીમી આવે નહીં તો વહીવટકારી સભા સહરહુ એક માસ વિત્યા બાદ તે સમુહમાંથી સભાસદ પસંદ કરી લે અને હર કોઇ સભાસદ લાગ લગટ ચાર સભાઓમાં વગર કારણે ગેરહાજર રહે તો તેને બદલે બીજો સભાસદ તે સમુહે નીમી આપવો, અગર વહીવટકારી સભાએ નીમી લેવો.

(૨૩) **મહાસભા**—મહાસભા એટલે વહીવટકારી સભાના સભાસદો સહીત એકત્રીસ વરષની ઉમર ઉપરાંતના શ્રી **ઉમરેઠના** બાહ્ય ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિના સર્વે ગૃહસ્થો.

(૨૪) **હીસાબ**—વહીવટકારી સભાએ પોતાના સર્વે પ્રકારના વહીવટનો રીપોર્ટ અને ઉપજ ખરચનો હીસાબ સાલ આખરે ખેડાવાળ માસિકમાં છપાવવો, યાતો હરકોઇ રીતે છપાવી પ્રસિદ્ધ કરવો. અને ઉપર જણાવેલા ઠરાવો તથા નિયમો છપાવી પ્રસિદ્ધ કરવા.

સદહું ખરડો જ્ઞાતિ સમસ્તની રૂબરૂ, ફેડવાર, અને દરેક કલમ ઉપર વિવેચન સાથે ત્રણ વખત વંચાયા બાદ અને તે ઉપર પુરતી વાટાઘાટ અને છણાછણી થયા પછી અને તેમાં જ્ઞાતિજનોના સુચવ્યા પ્રમાણે સુધારો વધારો કે ઘટાડો કર્યા પછી, જ્ઞાતિ સમસ્તે ઉપરના નીયમો સર્વાનુમતે મંજુર કર્યા છે અને તે મંજુર કર્યાનું અને મંજુર કરેલા નિયમો પ્રમાણે જ્ઞાતિ સમસ્તે તથા સભાએ વર્તવાનું જ્ઞાતિના ત્રણે નોતરીઆઓ મારફતે જ્ઞાતિ સમસ્તે જાહેર કર્યું હતું. ત્યારબાદ શાસ્ત્રાનુસાર વેદ પુરૂષો તથા ગૃહસ્થો શાન્તિસુક્ત તથા પુરૂષસુક્ત ભણ્યા હતા, તે પછી ઇશ્વર સ્તુતિ કર્યા બાદ અને આશીર્વાદ શ્લોકો બોલાયા પછી અમુક ગૃહસ્થે વેદપુરૂષોને દક્ષિણા વેહેંચી હતી. છેવટ પુષ્પવૃષ્ટિમાં શ્રી સંતરામ મહારાજની જય અને જ્ઞાતિ

સમસ્તની જયના હર્ષનાદ સાથે સમસ્ત જ્ઞાતિ શ્રી હર હર મહાદેવના જયનાદ કરી રાતના સવાદસ વાગે વિસર્જન થઇ હતી. સંવત ૧૯૭૩ ના અશ્વિન વદી ૧૪ ને વાર મંગલ તારીખ ૧૩ મી નવેમ્બર સન ૧૯૧૭.

**ભટ્ટ પ્રાણશંકર નરોત્તમ વકીલ.**

જ્ઞાતિ શુભેચ્છક.

**ઠાકર ઉત્તમરામ મયારામ.**

હું હાજર હતો.



ઉપર મુજબના નિયમો યોગ્ય રીતે પસાર થયા બાદ, તેમાં જણાવ્યા પ્રમાણે સંવત ૧૯૭૪ ના કાર્તિક સુદ ૨ સુધીમાં નિચે દર્શાવેલા સભાસદો નીમવામાં આવ્યા હતાઃ—

૧ રા. રા. મેહેતા ડાહ્યાભાઇ વેણીરામ ૨ રા. રા. પંડયા ભાઇશંકર રેવાદત
૩ ઠાકર ઉત્તમરામ મયારામ. ૪ ભટ. પ્રભુશંકર જોઇતાશંકર.
૫ દવે. હિમ્મતલાલ ડાહ્યાભાઇ ૬ ભટ. ગણુપતલાલ ગવરીશંકર
૭ ભટ. અમૃતલાલ રામચંદ્ર ૮ પંડયા હરિલાલ રામચંદ્ર
૯ જોશી. જેશંકર પ્રેમાનંદ ૧૦ દવે. કૃષ્ણુરામ કીરપાશંકર
૧૧ ભટ. પ્રાણુશંકર નરોત્તમ ૧૨ દવે. પુરૂષોત્તમ દામોદર
૧૩ પંડયા. ભીખાભાઇ વરજલાલ ૧૪ ભટ. ઇચ્છારામ આત્મારામ
૧૫ ભટ. સોમેશ્વર જીવરામ ૧૬ ઠાકર બાપુજી જેભાઈ
૧૭ ઠાકર. કૃષ્ણુરામ રામચંદ્ર ૧૮ ત્રવાડી ઉમીઆશંકર જયશંકર
૧૯ ત્રવાડી. ચંદુલાલ વ્હાલાભાઇ ૨૦ ભટ. નરોત્તમ લીલાધર
૨૧ દવે. અનુપરામ ધનેશ્વર ૨૨ ભટ. હરિપ્રસાદ રામચંદ્ર
૨૩ ભટ. બાપુજી પુરૂષોત્તમ ૨૪ જોશી. સોમેશ્વર જગનેશ્વર

૨૫ ભટ. બેહેચર મગનલાલ   ૨૬ ઠગટ કીરપાશંકર પુરૂષોત્તમ
૨૭ ભટ. હરિકૃષ્ણ ચુનીલાલ   ૨૮ શુકલ નાથજી ઇચ્છારામ
૨૯ ભટ. બાપાલાલ ભવાનીશંકર   ૩૦ મેહેતા. પ્રાણશંકર પરસોતમ
૩૧ દવે. જેશંકર અચરતલાલ   ૩૨ વ્યાસ. છોટાલાલ અનુપરામ
૩૩ ભટ. ગણપતરામ રણછોડ   ૩૪ પંડયા ગણીલાલ રણછોડ
૩૫ પંડયા. કાશીનાથ વેણીરામ   ૩૬ ડણાક. નારણજી નંદલાલ
૩૭ ભટ. અમૃતલાલ કીરપાશંકર   ૩૮ ભટ. માણેકજી ઇશ્વરજી
૩૯ ખંભોળજા. દેવશંકર હાજીભાઇ   ૪૦ દવે. આશારામ ગવરીશંકર
૪૧ શેલત. જેઠાલાલ માહેશ્વર   ૪૨ દવે. શંકરલાલ બાપુજી
૪૩ શેલત ઉમીઆશંકર હરિભાઇ

**ભટ. પ્રાણશંકર નરોત્તમ**

જ્ઞાતિ શુભેચ્છક.

**ઠાકર. ઉત્તમરામ મયારામ.**

જ્ઞાતિ શુભેચ્છક.



સંવત ૧૯૭૪ ના કારતક સુદી ૩ ને વાર શનીના રોજ શ્રી સંતરામ મહારાજની પુજા ગોર દવે. ભવાંનીસંકર મથુરભાઇ વીગેરે વેદ પુરૂષોએ ભટ. હરિલાલ પ્રાણશંકરની પાસે ગણપતી સ્થાપનદ્વારા કરાવી હતી તથા સ્વસ્તી વાચન અને આશીર્વચન ભણ્યા હતા અને શ્રી સંતરાંમ મહારાજના મહંતે વહીવટકારી સભાને તથા જ્ઞાતિ સમસ્તને આશીશ આપી હતી અને ઓગણત્રીશ સભાસદોને ચંદનથી અરચા કરાવીને શ્રી સંતરામ મહારાજના પુષ્પના હારની તથા નૈવેદની પ્રસાદી અર્પણ કરી હતી.

ત્યારબાદ ચંદન અને પુષ્પથી અલંકૃત કરેલા સભાસદોને જ્ઞાતિ સમસ્તના સુમારે ત્રણુસેં ચારસેં ગૃહસ્થોએ વાજતે ગાજતે વરઘોડાના રૂપમાં શ્રી વરાહી માતાના દર્શન કરીને શ્રી ખેડાવાળ જ્ઞાતિનો જય એવા ધ્વનીમાં ભાટ પીપળીને ચોરે બેસાડયા. અને તેમને કલમ તેરમી મુજબ ધાર્મીક સોગન આપ્યા અને સઘળા સભાસદોએ લીધા. અને પછી વહીવટકારી સભાની બેઠક માટે નિર્માણ કરેલી ધર્મશાળામાં ઉપર પ્રમાણે વાજતે ગાજતે વરઘોડાના રૂપમાં અને શ્રી ખેડાવાળ જ્ઞાતિનો જય એવા હર્ષનાદના ધ્વનિ વચ્ચે સર્વે સાજન બેઠું. ત્યારબાદ શ્રી સંતરામ મહારાજના અને શ્રી સ્વામિનારાયણ મહારાજના મંદીરોમાંથી આવેલા પ્રસાદ જ્ઞાતિ સમસ્તને વેંહેચી આપવામાં આવ્યા. અને ત્યારપછી સમસ્ત જ્ઞાતિની સમક્ષ વહીવટકારી સભાએ પોતાની પ્રથમની બેઠક એકત્રીશ સભાસદોની હાજરીથા ભરી. અને તેમાં ભટ. પ્રાણુશંકર નરોત્તમ વકીલને પ્રમુખ, વ્યાસ છોટાલાલ અનુપરામને સહપ્રમુખ, દવે હિમ્મતલાલ ડાહ્યાભાઇને મંત્રી અને ભટ. હરિપ્રસાદ રામચંદ્રને સહ મંત્રી સર્વાનુમતે નીમવામાં આવ્યા હતા. તદંતર શ્રી ખેડાવાળ જ્ઞાતિનો જય અને હર હર મહાદેવ એવા ધાર્મિક અને હર્ષનાદની વચ્ચે જ્ઞાતિ સમસ્ત તેમજ વહીવટકારી સભા રાત્રીના નવ વાગે વિસર્જન થઇ હતી. સંવત ૧૯૭૪ ના કાર્તિક સુદ ૩ ને વાર શની તા. ૧ લી નવેમ્બર સન ૧૯૧૭.

| | |
|---|---|
| **અસલ સાથે મુકાબલ કર્યા** | **ભટ. પ્રાણશંકર નરોત્તમ વકીલ.** |
| દવે. ચુ. અ. ખરી નકલ | વહીવટકારી સભાના પ્રમુખ. |
| પ્રા. ન. પ્રમુખ. | અસલ ઉપરથી છાપ્યા. શં. અ. |

ઉપરના નિયમો શ્રી અમદાવાદના કવિ. શ્રી ગણપતિરામ જારામના વાંચવામાં આવ્યાથી તેમણે ઉમંગથી આપણી જ્ઞા અભિનંદન, આશીર્વાદ અને ઉત્તેજન આપવાના માંગલિક હે નિચેની કવિતા રચીને અમોને મોકલવાથી તેમનો ઉપકારમાની નિચે મુજબ પ્રસિદ્ધ કરવામાં આવી છે. તા. ૧૫-૩-૧૮.

**હરિગીત છંદ.** ભટ. પ્રા. ન. ૧૪

સ્વરાજ્ય ને કાઉન્સિલ તણો વહિવટ સદા જે ચાલતો,
શાન્તિ તથા સુખ સંપ સ્નેહ સદૈવ સઘ પ્રસારતો;
તેમજ મ્યુનિસિપાલિટીનાં કાર્ય સર્વ થાય છે,
તેજ પ્રતિનિધિ ધોરણેથી જ્ઞાતિ હીત સધાય છે. ૧
શ્રી બાલુ ખેડાવાળ મંડલ તેજ તત્વ સ્વિકારીને,
સુઠરાવ કીધા સ્તુત્ય ઉન્નતિ સંપ જંપ ને ચાહીને;
ઉમરેઠમાં ઉત્કર્ષ એથી જ્ઞાતિનો નિશ્ચય થશે,
થાશે અજંપો દૂર સુખ ને સંપ સૌમાં જામશે. ૨
જેણે ભવિષ્ય સુધારવા ને જ્ઞાતિ શુભ ઇચ્છી અહીં,
ધારા સુધારાના ઘડ્યા છે, ધન્ય તેઓને સહી;
તનુજો તણો ભવ સુધરશે એથી અને સુખી તે થશે,
સંસાર નરનારી તણો તેથીજ નિશ્ચય શોભશે. ૩
અગ્રેસરો હિત ચિંતકોનો હેતુ આ શુભ હે પ્રભો,
પાર પાડો સર્વથા આ કાર્ય તંત્ર સદા નભો;
વિદ્યાકળાની વૃદ્ધિ થઇ લક્ષ્મી અચલ આવી મળો,
શુભ યત્ન જ્ઞાતિ સુધારણાનો સર્વદા નિશ્ચે ફળો. ૪
ઉપરની આશીષ શુભ, સફળ કરો શ્રીરામ;
પ્રસન્ન મનથી ઉચરે, નમિ નમિ ગણપતિરામ.